ધી ન્યુ સીવીલાઈઝડ
થીએટ્રીકલ કું૦
ઓફ ગ્વાલીઅર.

# શ્રીમતી મંજરી

નાટકના ગાયનો ત્થા ટુંકસાર.

નાટક રચનાર—
મુનશી અબ્બાસ અલી સાહેબ.

છપાવી પ્રસિદ્ધ કરનાર—
કુંપનીના માલીકોના માટે.
શ્રી કચ્છી દશા ઓશવાળ પ્રે. પ્રેસ,
પાયધુની, મહાજનવાડી—મુંબઈ, ૩.
આવૃતી ૨ જી. પ્રત ૫૦૦૦

કીંમત ૪ આના.

આ પુસ્તક મુંબઇ માંડવી ખડક નાં. ૨૦૨-૨૦૪ શ્રી કચ્છી દશા
ઓશવાળ પ્રો. પ્રેસમાં **શા૦ ઠાકોરદાસ મંગળજીએ** છાપ્યું અને
ધી ન્યુ સીવીલાઇઝડ થીએટ્રીકલ નાટક કું૦ નાં માલેકો
**મી. અલારખી અને રહેમુજાને બાલીવાળા**
**આન્દ થીએટરમાં** પ્રસિદ્ધ કર્યું છે.

## "શ્રીમતી" મંજરી નાટકમાં આવતા મુખ્ય પાત્રો.

## ⊰ પુરૂષ પાત્રો. ⊱



**જુગલ કીશાર**—એક પાકટ ઉમરનો બ્રાહ્મણ, મંજરીના પિતા જલાલઉદ્દીનનો પાલક.

**જલાલઉદ્દીન**—એક મુસલમાન યતીમ છોકરો.

**દયારામ**—હિંદુ શરાફ જુગલ કીશોરનો શાહુકાર.

**રાયબહાદુર જાનકીનાથ**—આગરાનો એક મશહુર શાહુકાર

**કમરૂદ્દીન**—એક મશહુર મુસલમાન વેપારી.

**નયનાજી**—જાનકીનાથનો મીત્ર અને ચંપાનો આશક (કાના મારવાડી)

**ભંડારકર**—જાનકીનાથનો વકીલ.

**અમરસીંગ**—એક ભીલ.

**ઉદ્ધારચંદ**—હિંદુ શરાફ, ઉધારીમાં પાયમાલ થયેલ.

**મરોડચંદ**—ઉદ્ધારચંદનો મુનીમ.

**રોકડચંદ**—ઉદ્ધારચંદનો જમાઇ.

**કલ્લન**
**હરીહર** } ત્રણ કડકા જેન્ટલમેન.
**નીકલસન**

પોલીસ કમીશનર, સિપાઇઓ, લુટારાઓ, સાધુઓ વગેરે વગેરે.



# આ પાત્રો.

મંજરી—જુગલકીશોરની પુત્રી.

લક્ષ્મી—જાનકીનાથની સ્ત્રી.

અઝીઝા—કમરૂદ્દીનની મા.

ચંપા—ઉદ્ધારચંદની ફેશનેબલ પુત્રી રોકડચંદની સ્ત્રી

જવાલા—ચંપાની દાસી.

ચંદા—એક બુઢ્ઢી નાવક.

દાસીઓ વગેરે વગેરે.



# પ્રસ્તાવના.

## પૂર્વ વૃત્તાંત.

### સ્થળ આગરા.

Man proposes, God desposes.

અવદ્દા પ્રાંતના એક મશહુર શહેર આગરાનો રહેવાસી પંડીત જુગલકીશોર સન ૧૮૫૭ ના દિલ્હીના બળવા પછી જ્યારે પ્લેગે હિંદુસ્તાનપર પહેલો હુમલો કીધો ત્યારે પોતાની સ્ત્રી એટલે મંજરીની માતાને જાલીમ પ્લેગને ભેટ કરી બેઠો. મંજરી ૭ મહિનાની ઉમરમાં પોતાના માતાના મમતા ભર્યા ખોળામાથી જુદી થઇ. જુગલકીશોરના મોહલ્લામાં શમશુદ્દીન નામી એક પંજાબી પોતાની ફેમેલી સાથે રહેતો હતો, તેવણને પણ જાલીમ પ્લેગે પોતાના પંજામાં ફસાવ્યા. શમશુદ્દીન અને તેની ધણીઆણી એક વરસનો માસુમ છોકરો છોડી પોતે આ ફુન્યાએ ફાનીથી કુચ કરી ગયા. એક વરસનો છોકરો પોતાના ખાલી થઇ ગયેલા ઘેરની બારીમાં ઉભો રહી ફરિયાદની આકારમાં રડે છે, પણ તેના દર્દ ભર્યાં શબ્દો તે નથી કે જેના અર્થ દુન્યાની ડીકશનેરીમાં મલતા થાય. જુગલકીશોર જલાલના બાપનો મીત્ર હતો. પોતાની પત્નીને સ્મશાનમા છોડી પોતાની પુત્રી મંજરીને ખોળામા લઇ આવતો હતો કે એની નજર જલાલઉદ્દીનના દિલ ઉશકેરતાં ભર્યાં ચેહરા ઉપર પડતાં દુખી દર્દમન્દ જુગલ કીશોર એકદમ ઉપર ગયો અને સારા ઘરમાં જલાલને જીવતો જોઇ એટલો રડયો એટલો કે જેના ઉપર વીતી હોય તેજ સમજી શકે. જલાલ અને મંજરી હવે

જુગલની બે આંખો છે. જલાલને ઇસલામી તાલીમ અપાતી છે અને તેમજ મંજરીને હિંદુ ધર્મ ચુસ્ત કીધી છે. જલાલ મંજરી બેઉ ભાઇ બ્હેનને એટલો પ્રેમ છે કે એવણના પવીત્ર પ્રેમમાં કોઇ પણ ધાર્મિક વિરૂધતા નાખી શકતો નથી.

અમારો નાટક પ્લેગના જમાનાથી લગભગ અઢાર વરસ પછી શરૂ થયું છે.

**અમારા નાટકની શરૂઆત અહિંથી થઇ છે.**



## ઈશ્વર સ્તુતિ.

---

### અંક પહેલો.

#### પ્રવેશ ૧ લો. જુગલકીશોરનો મકાન.

જુગલકીશોર એક દયારામ નામો સાહુકારનો કરજદાર છે અને આજે એના છેલ્લા તકાજાએ બીમાર જુગલકીશોરની હાલત વધુ ખરાબ થઇ ગઇ છે. આખરે લાચાર થઇ પોતાના જુના મીત્ર રાયબહાદુર જાનકીનાથને ચાર હજાર રૂપીઆની મદદ લેવા માટે બોલાવે છે. જાનકીનાથ રૂપીઆ આઠ દિવસની મુદ્દત ઉપર આપે છે અને તેટલી મુદ્દત માટે મંજરીને પોતાના સાથે જામીન તરીકે લઇ જાય છે. સતી મંજરી જાનકીનાથની ધણીયાણીની સેવા કરવા માટે તૈયાર થાય છે. જલાલ પોતાની બ્હેન મંજરીના બદલે જાનકીનાથના સાથે જવા તૈયાર થાય છે. પણ જાનકીનાથને મુસલમાનથી નફરત છે અને એ મંજરીનેજ લઇ જાય છે. જલાલ પોતાની ઇસલામી કોમ પાસે ચાર હજાર રૂપિયાની ભીક માંગવા જાય છે. જોઉ જોઇએ કે મુસલમાન પોતાના યતીમ બચ્ચા સાથે સલુક કરે છે. જલાલે જતી વખતે પોતાના કોમી બાપ પંડીતને ઘણી મગરૂરીથી આ કહ્યું હતું:—

**ગયરતે કોમી અગર ગરમા ગઈ ઈસલામકી,**
**ક્યા હજારોકા જમાં લાખો હય કીમત નામકી.**
**જતી હમેશ યતીમે કોમકી બેહદ મુહકો,**
**ઝટ ઉમ્મીદકે દ્દીન દૌલતે મેહ્ર મુહકો.**

પ્રવેશ (૨) જો—ઉદારચંદ શેઠની પુત્રી ચંપા કે જેના માથા ઉપર ફેશનનો ભુત સ્વાર છે. ઉદારચંદે ઉધાર આપેલા રૂપિયા બધા ડુબી જવાથી હવે એનો વિચાર છે કે પોતાની પુત્રીને કોઈ પૈસાવાળા સાથે પરણાવવા માટે ઠરાવ કરે છે. પોતાના મુનીમ મરોડચંદને રોકડચંદ નામી કરોડપતીનો કાગળ સંભળાવે છે કે ચમપા સાથે વિવાહ કરવાના વિચારથી આવે છે. બસ હવે શું છે દોલત દોલતકી થઈ જશે

પ્રવેવેશ ૩ જો—જલાલ ચાર હજાર રૂપિયા માંગવા જાય છે. યંગ મુસલીમ એસોસીએશન ( young muslim association ) નો સિપાઇ મળે છે અને તેને જલાલ પોતાનો ઇરાદો જાહેર કરે છે, સિપાઈ પોતાનો પટો પહેરાવી પોતાની જગાહે એસોસીએશનન જલસામાં જવાની તરકીબ બતાવે છે. મંજરી પણ જાનકીનાથના ધણીયાણી લક્ષ્મીના મેલા કપડાં ધોવા સારૂ નદી ઉપર જાય છે કે અચાનક પોતાના ભાઇ જલાલની સાથે મુલાકાત થાય છે. ભાઇ બ્હેનની દુઃખભરી વાતચીત.

પ્રવેશ (૪) થો—" Priole has a fall."

જાનકીનાથના ઘેર આજે હોળીની લીલા લહેર થઈ રહી છે. એટલામાં પંડીત જુગલકીશોર પોતાની પુત્રીને મળવા આવે છે; પણ જાનકીનાથના તથા એની પત્ની લક્ષ્મીએ ધક્કા તથા ગાળો આપી બહાર કઢાવે છે. જુગલ નીરાશી મને શ્રાપ આપતો ચાલ્યો જાય છે. મંજરી પોતાના પીતાનો અવાજ સાંભળીને આવે છે અને પોતાન

પોતાને ન જોતાં લક્ષ્મીને પુછે છે. લક્ષ્મી ક્રોધમાં બરાબર જવાબ નથી આપતી અને પોતાના પગ ચાંપવાને હુકમ કરે છે અને પોતે સુઈ જાય છે. જાનકીનાથ પણ શરાબની ધુનમાં સુઇ જાય છે. લુટેરાઓ આવી મંજરી પાસેથી ચાવીઓ માંગી મંજરીએ પોતાના ધણીયાણી લક્ષ્મીને જગાડી, લક્ષ્મી સાથે હાથા પાઇ થઇ રહી હતી કે મંજરીએ પોલીસ કમીશનરને ટેલીફોન કરે છે એટલામા લક્ષ્મીને લુટેરાઓ બેભાન કરે છે. મંજરી લુટેરાઓના સરદારની પીસ્તોલ સફાઇથી પોતાના કબજામાં કરઇલીધી અને તેજ પીસ્તોલથી બે લુટેરાઓને જખ્મીનદોસ્ત કરે છે. આ જોઇ બાકી રહેલા લુટેરાઓએ મંજરીને ઘેરી લીધી અને તેની ઉપર હુમલો કરે છે કે પોલીસ કમીશનર પોતાના હથીયારબંદ સ્ટાફ સાથે દાખલ થાય છે. મંજરીને આવા બહાદુરી ભરેલા કામ માટે " શ્રીમતી " મંજરીનો ખેતાબ બનાયત કરે છે.

પ્રવેશ ( ૫ ) મો—જાનકીનાથનો મીત્ર કાનો મારવાડી નયનાજી ઉદારચંદની દિકરી ચંપા ઉપર આશક છે. વળી એના સાંભળવામાં આવ્યું છે કે તેણીના વિવાહ રોકડચંદનામી શેઠ સાથે થવાના છે એથી રોકડચંદનો રૂપ બનાવી ઉદારચંદ તથા ચમ્પાને ઠગે છે. રોકડ-ચંદનો સામાન સ્ટેશનથી હેલકરી લાવે છે પણ નયનાજી એને સમજાવે છે કે આ ઘર ઉદારચંદનો નથી અને એને ભલતોજ ઠેકાણો બતાવે છે.

પ્રવેશ ( ૬ ) ઠો—યંગ મુસલીમ એસોસીએશનમાંથી જલાલ ઉદ્દીનને કમરૂદ્દીન નામી મશહુર વેપારી પાસેથી ચાર હજારના બદલે આઠ હજાર રૂપીયાનો ચેક મલે છે.

પ્રવેશ (૭) મો—નયનાજીને રોકડચંદ સમજી વિવાહની તૈયારી.

પ્રવેશ (૮) મો—બોમ્બે બેંકની યુ. પાની બ્રાન્ચમાં ચેક વટાવવા જાય છે. બેંકનો મેનેજર જમાલને ચીથરે હાલ જોઈ એક ચોરીનો સમજી પોલીસના સ્વાધીન કરે છે. અચાનક કમરૂદ્દીન પણ ત્યાં આવી પુગે છે અને જમાલને છોડાવે છે જમાલને બેંકમાંથી રૂપીઆ મળે છે.

## ડ્રોપ સીન.



# અંક બીજો.

**પ્રવેશ (૧) લો**—નયનાજી તથા ચમ્પાના વિવાહથી ખુશીમ નાચરંગ થઇ રહ્યું છે. એટલામાં ખરો રોકડચંદ પોતાના સામાન સાથે આવી પુગે છે. આખર દુધનો દુધ અને પાણીનો પાણી.

**પ્રવેશ (૨) જો**— જાનકીનાથના ઘરમાં આજે મંજરીને આઠમો દહાડો છે. જાનકીનાથની નીચ્યતમાં ફરક આવી ગયો હોવાથી મંજરીની પતીવરતા ભંગ કરવાની ઇચ્છા કરે છે. સતી મંજરી પોતાનો દામન બચાવી રહી છે એટલામાં નયનાજી આવે છે. જાનકીનાથના રંગમાં ભંગ થઇ જાય છે. નયનાજી જાનકીનાથને ખબર આપે છે કે જલાલને રૂપીઆ મળી ગયા છે. જાનકીનાથ જુગલને અમરસીંગ બીલના હાથે મારી નાખવા કહે છે તથા પોલીસ બોલાવવાની સલાહ કરે છે. મંજરી ભગવાનને યાદ કરે છે. શ્રીકૃષ્ણ ભગવાનના દરશન થાય છે. શ્રીકૃષ્ણ ભગવાન દિલાશો આપે છે. મંજરી એવણને પકડવા દોડે છે પણ એવણ તો ગુમ થાય છે. જુગલકીશોર જાનકીનાથને મંજરી વિષે પુછવા આવે છે. અમરસીંગ બીલ જુગલના માથા ઉપર લાકડી મારે છે. જુગલ નીચે પડે છે. જુગલ ઉપર કપડો નાખવામાં આવે છે. મંજરી પોતાના પ્રિતાશ્રીનો અવાજ સાંભળી બહાર આવે છે. જાનકીનાથ ફરીથી તેણીના દામન ઉપર હાથ નાખે છે કે જલાલદ્દીન આવીને રૂપીયા ચુકાવી આપે

છે. જાનકીનાથ ચાર હજાર રૂપીઆ લઇ જલાલ ઉપર જુગલના ખુનનો ખોટો આરોપ મુકે છે અને જલાલને પોલીસને સ્વાધીન કરે છે.

" એક આફતસે તો મર મર કે હુવાયાજીજા,
પડગઈ ઔર યેહ કયસી મેરે અલ્લાહ જઈ."

**પ્રવેશ (૩) જો**—જેલમાં મંજરી જલાલને મળવા આવે છે. અને જલાલને ખબર આપે છે કે જાનકીનાથ હજી સુધી પોતાની ખરાબ નીય્યત છોડતો નથી. જલાલ મંજરીને કમરૂદ્દીનને ત્યાં જવાની સલાહ આપે છે. મંજરી જાય છે. જાનકીનાથ આવે છે અને જલાલને સમજાવે છે કે હજી પણ તુ જો મંજરીને મારા સ્વાધીન કરે તો હું તને આ આફતથી બચાવી લેવા શકતીમાન છું. પણ જલાલ પોતાની હઠ છોડતો નથી અને આવા દુષ્ટકામ કરવાથી પોતે મરી જવું પસંદ કરે છે.

**પ્રવેશ (૪) થો**—કમરૂદ્દીનના ઘેરે મંજરીને આશરો મળે છે. જાનકીનાથને ખબર લાગવાથી તે કમરૂદ્દીનને ત્યાં જાય છે અને કમરૂદ્દીનને બહેકાવે છે. પણ આખરે બેઇજ્જત થઇ ત્યાંથી પણ જવું પડે છે.

**પ્રવેશ (૫) મો**—ઉદ્ધારચંદ નાદાર થઇ જવાથી કરજદારો હેરાન કરે છે. ચમપા પાસેથી ઘરેણા માંગે છે. પણ તે અપાયજ કેમ ? સાસરીયામાં નામ પરથબ્બો લાગી જાય. ચમપા દાસીના હાથે ઘરેણાં મંગાવી પોતે કબાટમાં છુપાય છે. ઘરમાં બે કબાટો છે. (૧) અને નંબર (૨) નંબર (૧) માં ચંમપા છુપાઇ છે. ઉદ્ધારચંદના ઘરનો સામાન બધો લીલામ થઇ ચુક્યો છે હવે ફક્ત બે કબાટ બાકી

રહી ગયા છે તેમાંથી નંબર (૨) નો લીલામ થઇ ચુકયો અને નંબર (૧) માં જેમાં ચમપા છુપાઇ છે તે નયનાજીએ પાંચસો રૂપીઆમાં ખરીદ કરી લીધું. કબાટો જવાને પછી રોકડચંદ આવે છે જે કબાટમાં ચમપા છુપાઇ હતી તે કબાટનો જાલામ થઇ ગયો અને ચમપા તેના અંદર હતી. બધા અફસોસ કરે છે.

**પ્રવેશ (૬) ઠો**—જુગલકીશોરની લાશ ઉપર જ્યુરી બેઠી અને જલાલના હાથે ખુન થયું એમ સાબીત થાય છે, થોડીવાર પછી જુગલને ભાન આવે છે. જુગલ જ્યુરી હાઉસ ના બારીમાં કુદી પડે છે. જુગલ દિવાનો થઈ ગયો છે. પોતાના ગુજરાન ચલાવવા માટે છોકરીઓની એક સ્કુલ ખોલી બેઠો છે. કમરૂદ્દીન આવે છે અને મંજરીને વીણા શીખવવા સારૂ જુગલને સુપરત કરે છે. પણ ધ્યાન રાખવું જોઇએ કે બાપ દિકરી એક બેને ઓળખી શકયા નથી.

**પ્રવેશ (૭) મો**—જાનકીનાથ પોતાના વકીલ ભંડારકરના સાથે જુગલના કેસમાં નયનાજીને પોતાના તરફથી સાક્ષી આપવા વિચાર કરે છે. એટલામાં નયનાજી આવે છે અને એને સાક્ષીમાં શું કહેવું તે વકીલસાહેબ તથા જાનકીનાથ પોથી પઢાવે છે.

**પ્રવેશ (૮) મો**—મરોડચંદ ઉદ્ધારચંદનો મુનીમ દિલ્હીમ શરાફીની નાની જેવી દુકાન ખોલી બેઠો છે. માણુસો પોતાની ચીજો

મારગીજ રાખવા માટે આવે છે. નયનાજી પણ રોકડ અને પોલીસના બીકથી ચમપાને મરોડની દુકાનમાં છુપાવવા આવે છે. મરોડને લાલચ આપી ચમપા ને છોડી જાય છે. રોકડચંદ આવે છે મરોડચંદ ચમપાને રોકડચંદના હવાલે કરે છે.

**પ્રવેશ (૯)** મો—હાઇ કોર્ટમાં નયનાજીની સાક્ષીએ કેસનો રંગહી બદલી નાખ્યો. જલાલ છુટી ગયો. અમરસીંગ ભીલના નામનો વારન્ટ નીકળ્યો. જાનકીનાથને પકડવામાં આવે છે પણ જામીન ઉપર છોડવાનો કોર્ટથી હુકમ થાય છે.

## ડ્રોપ સીન.



# અંક ત્રીજો.

**પ્રવેશ (૧) લો**—અમરસીંગ ભીલને જાનકીનાથે પોલીસ સ્વાધીન કરાવે છે, ભીલની બે છોકરીઓને જલાલ પોતાના સાથે લઇ જાય છે. નીરાધારની કીંમત નીરાધારથી કરી શકે છે.

**પ્રવેશ (૨) જો**—(કૃષ્ણ મંદીર). પાગલ જુગલકીશોર ભજન મંડળી જમાવી બેઠો છે. મંજરી પણ શીખવા માટે આવી છે. જાનકીનાથ નયનાજીના સાથે દર્શન કરવા માટે આવ્યો છે. જુગલ જાનકીનાથને ઓળખી લેછે જાનકીનાથ પણ જુગલને ઓળખી લે છે જુગલ એના પાછળ જાય છે.

**પ્રવેશ (૩) જો**—નયનાજી મરોડચંદને ત્યાં ચમ્પાને લેવા આવે છે. રોકડચંદ નયનાજીને સારી રીતે ઉલ્લુ બનાવે છે.

**પ્રવેશ (૪) થો**—મંજરીએ જલાલ કમરૂદ્દીન અને અજીઝાને પોતાના પિતાશ્રી જીવતા હોવાની ખબર આપે છે જાનકીનાથ આવીને કમરૂદ્દીન અને જલાલની પાસે માફી માંગે છે જુગલકીશોર આવે છે અને બધા સામે ભેદભરમ ખોલે છે.

**પ્રવેશ (૫) મો**—મરોડચંદ રોકડચંદને જોધાબાઇ નામ ગાનારીને ત્યાં લઇ જાય છે. નયનાજી આ વાત સાંભળી ચમપાને ઉશ્કેરે છે અને પોનાની સાથે જોધાબાઇને ત્યાં લઇ જાય છે.

**પ્રવેશ (૬) ઠો**—અમરસીંગ ભીલને કોર્ટ તરફથી ફાંસીનો હુકમ થયો હતો કે જુગલકીશોર આવે છે ને અમરસીંગને બચાવી લે છે.

**પ્રવેશ (૭) મો**—જોધાબાઇને ત્યાં રોકડચંદને ઉલ્લુ બનાવવામાં આવે છે. નયનાજી ચમપાને લાવીને બતાવે છે.

**પ્રવેશ (૮) મો**—કમરૂદ્દીનના ઘરમાં મંજરીને એકલી જોઇ જાનકીનાથ તથા નયનાજી દાખલ થાય છે. જાનકીનાથ મંજરીને કહે છે કે યાતો મારા દિલની મુરાદ પુરી કર યાતો મરવા તૈયાર થા. સતી મંજરી બદકામ કરતાં મરવું વધું પસંદ કરે છે. જાનકી મંજરીને મારવા જાય છે કે જલાલ આવે છે અને મંજરીને બચાવી લે છે. જાનકીનાથ જખમી થઇ નીચે પડે છે,

**પ્રવેશ (૯) મો**—નયનાજીએ ચમપાને ઉશ્કેરવાની બાજી તો ખુબ રચી હતી. રોકડચંદને જોધાબાઇને ત્યાં ઉલ્લુ તો બનવું પડયું હતું પણ હવે ચમપા અને રોકડચંદ બેઉ મળી નયનાજીની હદ વીનાની ફજેતી કરે છે.

**પ્રવેશ (૧૦) મો**—જુગલકીશોર અને કમરૂદ્દીને મંજરીના વિવાહ ઓનરેબલ કૈલાસનાથના પુત્ર અમર સાથે કરી આપે છે. નાચરંગનો જલસો થાય છે એટલામાં જલાલુદ્દીન આવી પોહચે છે અને ખુશી ખબર સંભળાવે છે કે મને ઇસલામી કોમ તરફથી ઇસલામી મીશનરીનો મોટો હોદ્દો અર્પણ કરવામાં આવ્યો છે અને ઓલ ઇન્ડીયા મુસલીમ કોન્ફરન્સની દિલ્હીમાં સ્થાપના થઇ છે.



# અંક પહેલો.

## ઈશ્વર સ્તુતિ.

(૧)

બાળકો.
હૈયા મોરે હુર આવારે,
નયનન કો બસાવો, ઘર આવો.
પીયા બસૈયા તુમ બીન બીતી ઘોર ભોર સાંવર છીન—આવો,
રીઝાવો, ઝીલાવો.
પીર ધીર ન પીચે, આન સજન મીલ જાય.
જાઉ લાઉ પીઆકો બુલાય પ્યારેપે પ્રાણ બલહારી,
ગુનસે ધુનસે લું પુકાર—હૈયામોરે.

(૨)

ચમપા:— મંયતો લન્ડનસે પૌડર મંગાવુંગી,
ઉસ્સે જોબનકી બ્યુટી બઢહાવુંગી,
કૉસમેટીક સે આલમંય બનાવુંગી,
વૉટ યુ સે (What you say)
રહે ન કોઈ સ્ટાઈલ મેકસર માઈ ડીયર,
ફીરુંગી રોજ ઈધર ઔર ઉધર માઈ ડીયર.
બોલોબોલો પ્યારેજી યા કયસી બની લેડી,
લઉ ગલેકી એક નેકલેસ રેહા......મયતો લન્ડન.

(૩)

ચમપાઃ—પીલ પડ ગઇ સખયોંકે બોલનસે,
તુમભી મંગાવો સખી ઇંગ્લીશ ગવનકો.
ફેશન બહારદાર નાર સીખના—પીલ પડગઇ,
નજર બદલ સકલ સખ્યાં.
તાને દેકર દીખાઇ અખ્યાં,
ચતર સુધડનાર—પીલી પડ ગઇ.

(૪)

મંજરીઃ—જોતન લગે પીર પ્રભુ વોહ વનહી જાને પીર,
ઔર ન જાને સાર કોઇ યા તુમ જાનો રઘુબીર.
તુમ જાનો રઘુબીર પીરકો ફીર કયું બેરલગાઈ,
બેગ ખબર લો દુખયારીકી ઘોર ઘટા હુઈછાઇ.
મોરી સુધહે શામા કાહેકો બીસાર દીની,
કાહેકો ન આએ ધામ અયસે બેકદર નાહી તુમહો.
દુખકો હરો.

(૫)

દાસીઓઃ—કાહેકો ડાલે રંગ શ્યામરે સુન બંસીવાલે,
મુખસે ન બોલે કાના, મુખસે ન બોલે કાહેકો ડાલે.
ચલા જારે ઢીઠ કનાહી ,રંગ ઢાલી ચોલી પરાઈ,
બારા જોરી બાર બારકી, બડે બોલે બાલે હો
સુખધામરે સુન બંસીવલો.

(૬)

**લક્ષ્મી:**— ઝુલા ડાલા બાદરવા રંગીલા ઝુંકાયા,
લે પ્યાલા નીરાલા, સોહન મધ વાલા
ફુલ મુજકો પીલાના રેહાં મોરે પ્રાણ
કનંચવાલા—લે પ્યાલે.
હોલી ખેલી હયરે આલી ચોલી સાડી સજન,
તોસે ભીજે મોહન હારે સારે જવન ( ૨ ).

(૭)

**મંજરી:**—હમરી કદર અજબ ઘટાઇ.
અબ જીયાસે મોરે પ્રભુજી.
નીરધનકી બુધ બીરમાઈ,
સભીરે સભીરે દીયા બે પરકો ચરકા.
સકલ હઠીલે હરકાએ નેન ફરકા,
તારો નાવ મોરા તુહી કન્હી યારે મંજરી
ડરત તોરી ગીરધારી.

(૮)

**ચમપા:**—જારે કાને લાલા આંખ ન મારરે.
હથીયારરે પુરે અય્યારે.
માથેકી ખીડકી એક બંધ હુઇ હૈ,
ઉસકો તુ ખોલ કીવાડરે.
**નયના:**—આંખ હયકાની પંછી પ્રેમકા જખમી.
પીંજરેમે પલકકે ડાલા.

(૯)

ચમપાઃ—મોરી ફુલી પુલી જવાનીકી બગિયા
અબઆએ કોઈ માલી રંગ રસીયા.
કુચ્ચી કુચ્ચી ઉભરીં અનારોંકી કુલ્યા,
જ્યસે મટકીપે પ્રરાહો ગરવા.
એક દીન પુછા ભવોંસે નજરને,
કોન હમ દોનામે તેજહૈ બડકે,
એક ગલા કાટે તો એક દિલ છેદે.
કહા મયને દોનો બહાયે લહુ નધ્યા.

# ડ્રોપ સીન.



# અંક બીજો.

(૧૦)

મંજરી—માકા મોહન જીરે ઘોર બેઆરે આને,
કહીં લાને રે ગુજરાતી ચુડો
કે હાથે સોહે રૂડો,
કહીં મુકો લાને ચીપ ઘડાને ઝાંઝરયા.
(અમકા લો) મુજ મૃગ નયની રીગરજ,
પડે તો મોંઘા મોતી લાને—માકા મોહન.

(૧૧)

મંજરી—ભગત બે ચૈન હો કયુ કર તુમે આરામ રહે,
આ ગઇ શામયહાં ઔર કહાં શામ રહે.
દુખને છેદા હય યે મન, રંજસે મુખા હયબદન,
અબ તેરે મુખસે લગી બંસરી યે શ્યામ રહે.
લાજ ક્યા આજની અવાહો યે ગવાહે બલહા,
દાસી છુટ જાય તુ વૈકુંઠમે બીસરામ રહે.
નામ લેવાહુ ન હો નામ હેસાઇ ગીર ઘર,
આપકી મંજરી કે નામકા કુચ્છ નામ રહે.

(૧૨)

શ્રીકૃષ્ણઃ—ઉઠ જાગ મુસાફરી રૈન ગઇ રવી થાલમે કેસર લાયા હય,
તેરે માથે તીલક કરને કે લીયે બુદ કૃષ્ણ કન્હયા આયા હય.
ઉસ નયનમે જોતી સરૂપ રહે જીસ નયનમે નીર સમાયા હય.
તેરે જલસે જલા હય યે પ્રેમ દીયા કયા ખુબ દીયા યેહ
જલાયા હય.

(૧૩)

મંજરી—દરશન દે ગએ નાથ હમારે નેત્ર રહે દરશનકે પ્યાસે,
સુર્ય છુપા નયનો કે હોતે સુર્ય મુખી કયા કહે ઘટાસે.
મુંતક્તાહી રહે ગયા દરપન બની છલાવા દરશન છાયા,
છ ગઈ મનમે છબી તો છીપકર આંખો કો કુછ
નજર ન આયા.
અભીઆના ઓ કાના તોહે જાને ન દુંગી રખ્ખુંગી
બનસી છુપાયકે,
મોરે માંખનકે ચોર તોરી ચોરી કરૂંગી લુટુંગી
ઘરમે બુલાયકે.
તોરી દાસી ઉદાસી રે બાંકે બેહારી,
બીગડીકો જાના બનાયકો.
કભી છોડે ન મંજરી તે હારે ચરણુ તોહે,
પાયા હય જગકો ગવાય કે.

(૧૪)

મંજરીઃ—અય અરબ કે દેવતા જાતી હું મુસલીમ દ્વારમે,
કરતી આરાધન તેરા ફરયાદ કે આકારમે.
મુંશકીલે આસાન કરદેના દયા આધીનકી,
દુર દશામે મંજરીકી ઔર જલાલઉદીનકી.

(૧૫)

ગાનારીઓઃ—પીકે હમ તુમ જો ચલે જુમતે મયખાનેસે,
ઝુકકે કુચ્છ બાત કહી શીશેને પયમાનેસે.
હમને દેખી હય કીસી શોખ કી મસ્તી ભરી આંખ
મીલતી જુલતી હય છલકતે હુવે પયમાનેસે.
પીલુ પકયાવે પકયાનીવે આયુને રલયાર,
હથથાં પયરાંનું લાકે મે હંદી, તેનું વેખણુ ચીક,
વીચ બૈંદી.
આ મેરે દિદાર થક ગઇ અખ્યાંવે અસુને રલયાર,
યાર અયા તે ઝુડન આયા પતા નદસ્યા ખત ન પાય.
“રસ” પીયા ગલલા આસાં રખ્યાવે—
અખ્યાની નેવે આસુને રલયાર.

(૧૬)

મંજરી:—કોઈ ફરયાદ તો સુન લે કીસી નીરદોષ અબલાકી,
દીયા બનવાસ ગુરબતને દોહાઈ રામ રાજાકી.
જીગરમેં પડ ગયે સુરાખ ગમસે હો ગઈ કાંટા,
બનીહુય બંસરી અબ દેહ યે સારી કન્હયાકી.
બ્રાહ્મન હો ગયે બાહ્મનનહિ હુય છત્ર છત્રીકા,
મુસલમાનો તુમ્હી દોડો મદદ કો એક કન્યાકી.

(૧૭)

મરોકચાંદ:—બચ્ચા સોચ લેરે ડંડે હીલકર મીલકર રહેના.
છત્રી બનકર છાંઉ મે રહેના હિંદુ લોટે હુંડે.
હાથ જોડું હું થાહરે આગે મશલમાનકે ડંડે
બાઇકા તું ડંડા હુય ઔર બાપકે ઘર આયા
ઝગડા મત કરવાના કોઈ હોનો ઘર હુય ડંડે-બચ્ચા સોચ
અલ્લા હવાલે ડંડેસે મીલ રહેના હરીકે લોટે.
ઉછલ ઉછલકર બાતન કરનાલ બેસે તું છોટે-બચ્ચા સોચ
આબેમકી પતલુન તુંહે ઔર મશલમાનકા ડંડા
તુભી અકડુ વોહભી અકડુ ખાના મીલકર અંડા
બાઈ સોચ લેરે પતલુન હીલ મીલકર રહેના

## ડ્રોપ સીન.

# અંક ત્રીજો.

(૧૮)

ગોલ્ડનાં બે—અરે બાગ બાન છોડ ચલાતું બેકસયે દો કલ્યાં
છોકરીઓ. ઇન કલ્યોને દેખી નહિ હય ખીઝાં નગરકી ગલ્યાં
ડાલી ડાલી બુલબુલ ડોલે કોયલ કુકની કલ્યાં
સબરંગ રલ્યા કરે ચમનમેં હમ કલ્યા બે કલ્યાં
આજ હુવા કયા હમારે સુરજ ધુપે તેરી ઢલ્યાં
કાંટોમે મુરઝા ગઈ હમતો સૌના ઝોકી પલ્યાં
અરે બાગ બાન.

(૧૯)

છોકરીઓઃ—

દરસન લોભી દેહ છીહાકર નેન બનાએ બંસી
તન લોટનસે લગે કન્હીયા ઔર ગુન ગાએ બંસી
તોરી નીલી છબ, ભાઈ કન્હા હુય્યપેની લે હય નયનામે ડારે
નીલેહી રંગસે રંગા મોરા ચોલા નીલેનેનીલા ઓઢેકી
ચોરે ભાઈ કન્હીયા.

(૨૦)

મજરી:—લાલી ઔર સુફેદી કાલક મીલી નેનકે દેશ
લાલી પ્રેમ બનાએ સુફેદી પાલન કરે હમેશ
પાલન કરે સુફેદી મારે કાલક બાણુ વિષેશ
દો નયનોમે તીનો રહેતે બ્રહ્મા વિશ્નુ મહેશે
તુમ ગોકલકે છોરે મોહે ગોરસ દીયોરે ભર ભરકે કટોરે
ટુટી આંસુકી લડિયાં ગઇ સાવનકી જડિયાં
તોરા સુમરન કીયોરે
તુને બીછડે મીલાય પિતા મોરે જીલાય
મોહે અમરત દીયોરે

(૨૧)

નયનાજી અને ચમપા:—જરા દેખેતો ચલકર—હાં
સાથ લે લીજીયે હનટર—હાં
ગયા રંડી કે ઘરપર—હાં
તુમ મરતી હો ઉસપર—હાં
જો ધાકે ઘરમે મારૂંગી ઠોસે
જુઠા પ્યાર કીયા રામ ભરોસે
જરા મંગાવો મોટર—હાં
ટાયર હો ગયા પન્કચર—હાં

( ૨૨ )

નયનાજીઃ—દેશી જુતે મારો યાર, સર મેરા હે ફેશનદાર.

ચમપાઃ—નયના કાની આંખતો માર,

રોકડચંદઃ—ફયશનકી હય ટેઢ ફીટકાર.

મરોડચંદઃ—કાની આંખ ફોડો યારો.

નયનાજીઃ—મરે હુવેકો ઔર ન મારો,

ચમપાઃ—ધક્કો દેવો જુતે ફટકારો.

નયનાજીઃ—

Twinkle Twinkle little Star,

How I wonder what you are

## તમામ શુધ્.



# નોટીશ.





પ્રેમી મિત્રો આએ મંજરીના તમાસા પછી મંજરીનો બીજો ભાગ "લેડી લાજવન્તી" નામથી ભવીષ્યમાં એજ રંગ અને ખુબીવાલો ખેલ ભજવામાં આવશે મ્હારી વિનંતી કેવળ એટલી છે કે મંજરીના નાટકમાં છેલ્લો સીન કયાં સમાપ્ત થયો છે તે ધ્યાનમા રાખવુ જોઇએ કારણ મંજરીના વિવાહ થયા પછી લગભગ બાર વરસ ગુજરવા પામ્યા છે અને તે ટાઇમ થી "લેડી લાજવન્તીનો" પ્લાટ શુરૂ થશે.

લી૦ સેવક,

મેનેજર.

